५९२० (old)

(old)

## શ્લોક—શાર્દુલાકૃત.

પાતાળેશાન્તરિક્ષે દશદિશગગને સપ્તસહિલેસમુંધરે,
બ્રસ્મેકાણ્ડે ચલુણ્ડે સ્થિતિજલપવને સ્થાવહેજંગમેવા.
એકાંમ બિજામ સર્વનામ સચિનામ
અસુરસુરપતે પુશ્યપત્રેતિનાગ્રે,
જેકોવ્યાપિ શિવ શિવ શિવોહં—
ઈતિવિદતિ હરિનાસ્તતેવોધતિહ ॥ ૧ ॥

---

### પુજાની સોળ સામગ્રીના નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | પંચામૃત. | ૯ | પાન |
| ૨ | જનોઈ. | ૧૦ | સોપારી. |
| ૩ | વસ્ત્ર. | ૧૧ | શ્રીફલ. |
| ૪ | ચંદન. | ૧૨ | સાકર. |
| ૫ | અક્ષત. | ૧૪ | ધુપ. |
| ૬ | અબિર. | ૧૫ | કપુર. |
| ૭ | ગુલાબ. | ૧૫ | ઘીનો દીવો. |
| ૮ | બિલપુલ. | ૧૬ | લીલોમેવો. |

॥ ઇત્યાદિ. ॥

### આ સોળ સોમવારનું વ્રત કરવાનો પ્રારંભ.

અશાઢ શ્રાવણ માર્ગશિર અને મહા માસના શુકલ પક્ષમાં કરવાનોછે.

૬૧૨૦



# શિવ-પાર્વતિનો સંવાદ.

## ગરબી—પરજ.

શંકર વસેરે કૈલાસમાં ભોળોભસ્મનો ભોગીકાવે
નિરગુણ જોગીરે—સદાંય રહેરે આનંદમાં. ( ટેક )

સકળ દેવના તું દેવતા ચૌદ લોકના તું ઈશરે,
પંચવદન ઝલકી રહયાં શોભે ચંદ્રમા તે શીશરે—શંકર.

અરધે અંગે ઉમીયાજી ધરયા જટામાં જાનવી બીરાજેરે,
નામ જપતાં મહાદેવનું ભોળો ભવનાં દુઃખ ભાંગેરે—શંકર.

દીગંબર વનમાં વસેરે, કરે વૃષભ વાહનરે;
ડાક ડમરૂ શોહમણાં, તેના શબ્દ તો પાવનરે—શંકર.

રૂદ્ર માળા કંઠે ધરીરે, અંગે ભસ્મ લગાવેરે;
વરદાન આપે શિવ દઈત્યને, દેવ સાથે લડાવેરે—શંકર.

શંકર કહે ઉમીયા સુણોરે, જાવું ગંગાને તિરરે;
તપ કરવાની ઈચ્છા ઘણી, મન રાખવીછે ધીરરે—શંકર.

ઉમીયા કહે મહાદેવનેરે, વનમાં અપ્સરાઓ આવેરે;
કેમ કરી જોગ આરાધશો, કામ બાણ ચલાવેરે—શંકર.

શંકર કહે ઊમીયા સુણોરે, આવે કામકેરી નારરે;
ધ્યાન ધરતાં તે ચુકુ નહી, સત્ય માનો નિરધારરે—શંકર.

ઉમીયાજી કહે શિવ સાંભળોરે, કેમ જાય દીન રાતરે;
ખટમાસ પ્રણ વહીજશે, મારૂ માનો જગતાતરે–શંકર.
શંકર કહે ઉમીયા સુંણો, એહી વચન ઉલાસરે;
વહેલા વલીને ઘેર આવસું, કઇ થસો નહી ઉદાસરે–શંકર.
એટલું કહીને શિવ સંચરયારે, ગયા ગંગાને તીરરે;
ધ્યાન ધરયું પરિ બ્રહ્મનું, મન રાખ્યું છે સ્થીરરે–શંકર.
તપ કરતાં મહાદેવનેરે, વિતી ગયા ખટમાસરે;
ઉમીયાજીયે મનમાં વિચારીયું, કેમનહી આવ્યાપ્રાણનાથરે-શં૦
કેળપત્ર સતીનાં પહેરણાંરે, ઓઢણુ કેળપત્ર સારરે;
નાકે તે નવસર શોભતાં, ગળે ગુંજાનો હારરે–શંકર.
આડ લલાટે શોભતી, આંખઆંજી અણીયાળીરે;
બાહે બાજુબંધ બે રખા, સતી ચાલ્યાં વનવાસરે–શંકર.
ગજની ચાલે ચાલતાંરે, ગયા ગંગાને તીરરે;
જહાંરે બેઠારે મહાદેવજી નિરખ્યા ઉમીયાએ ધીરરે–શંકર.
રાગ મલ્લાર આરાધીઓ વાવ્યાં વીજીઆનો ક્ષેત્રરે;
ગગન ઘટા થાએ વિજલી મોર બોલે રસ રેલરે–શંકર.
મકરધ્વજથ આવે ગલારે શિવે સાંધ્યાછે વાણરે;
ધ્યાન થકી શિવજી સુકીઆ સુણીભી લડીનું ગાનરે–શંકર.
કયાંથી આવ્યાં મૃગ લોચનીરે કહોને કયાં ત મારો વાસરે;
એવું હરીને મહાદેવજી રાખી ઉત્તરની આશરે–શંકર.
વાસ અમારો સ્વામી વેગલો હમોભી લડીને વેશને;
પિયુજી ગયાછે તપ કરણે તેને થ આખટ માસરે–શંકર.

સાચું કહોને મુનીશ્વરોરે કયારે આવશે ભરથારરે;
જોશ જુઓને જોગેશ્વરા કરી મનમાં નિરધારરે-શંકર.
શંકર કહે ભીલ્લી સુણોરે વનવાસી નીશી આશરે;
કૃપા કરોને મૃગ લોચની રાખું શંભુની પાસરે-શંકર.
હસીને ભીલ્લી રાણી બોલીઆં ધન્ય ધન્ય મહાદેવરે;
તમારે ઘેર ગંગા પાર્વતિ તેની કોણ કરે સેવરે-શંકર.
પાર્વતિને પીયર વલાવું ગંગાદાસી કરી આપુરે;
સરવે તે દેવનાં દેખતાં પટરાણી કરીતને થા પુરે-શંકર.
સાક્ષી પુરાવી સરવે દેવની ઝાલ્યો ભીલ્લી રાણીનો હાથરે;
પાર્વતિએ રૂપ પ્રકાશિવું ત્યારે લાજ્યા ગૌરી નાથરે-શંકર.
ઉમીયા કહે સુણો ત્રીપુરારજી ક્ષમા કરો અપરાધરે;
એવું કહીને કર ઝાલીઓ પછે આવ્યાં કૈલાસરે-શંકર.
શંકર પારવતિ સંતોષીયાં વર્ત્યો જય જય કારરે;
કહે કુબેર જે સાંભળે તેનો શિવચર્ણે વાસરે-શંકર.

---

# શ્રી બદ્રિનાથ મહાદેવની સ્તુતિ.

---

## છંદ ચરચરી.

પવનમંદ સુધંધ શિતલ હેમમંદીર શોભીતં,
નિકટ ગંગા વહેતિ નિર્મળા શ્રી બદ્રિનાથ વિશ્વંભરં-૧

શેષ સુમરન કરત નિશદીન ધરત ધ્યાન મહેશ્વરં.
વેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રિનાથ વિશ્વભરં—૨

ઇંદ્ર ચંદ્ર કુબેર દીનકર ધુપદીપ પ્રકાશીતં,
શ્રી લક્ષ્મી કમલા કરણ ચાંપે શ્રી બદરી નાથ વિશ્વંભરં—૩

શંકર ગૌરી ગણેશ શારદ નારદમુની જન ઓશ્વરં
યોગ ધ્યાન અપાર લીલા શ્રી બદરિનાથ વિશ્વંભરં—૪

તપ્ત કુંડકી અમીક મહીમા દશદીશા યશ ગાયનં;
શ્રી નર નારાયણ કરત સેવા શ્રી બદરિનાથ વિશ્વંભરં—૫

દક્ષ કિન્નર કરત કિરતન તાલવિણા વાજીતં,
સિદ્ધ મુનીજન કરત જય જય શ્રી બદરીનાથ વિશ્વભર—૬

પ્રેમ પંથ કેદાર દર્શન સિદ્ધ મુનીજન સેવીતં,
હેમ આલય સુખ સ્વરૂપી શ્રી બદરિનાથ વિસ્વંભરં—૭

શ્રી બદરિનાથકે સપ્ત રત્ન સુ સર્વ પાપ વિનાશીતં;
કોટી તિરથ સ્વરૂપ પુર્ણ શ્રી બદરિનાથ વિશ્વંભરં—૮

---

શ્રીગણેશાયનમઃ

# અથ શ્રી સોળ સોમવાર વૃત પ્રારંભ.

શ્રી ઘણો પવિત્ર એવો વૈધર્ભ દેશ હતો. તેમાં અમરાવતી નામનું એક શહેર હતું. આ શહેરમાં મોટાં મોટાં શિવાલયો હતાં. તેવા રણુભુવનમાં એક વખતને વિશે, એકાન્ત સ્થલ વિશે, શિવ અને પારવતિ બંનેજણ દેવલમાં આવ્યાં અને ત્યાં થોડી વાર સહજ મુકામ કરયાં. પારવતિજીએ ઠેકાણું પવિત્ર જોઇને મહાદેવજીને કહેવા લાગ્યાં જે મને એમ લાગે છે કે આપણે આ ભુમી ઉપર સોગઠાં નીરમત રમીએ. ત્યારે મહાદેવજીએ કહયું કે ઠીક. એમ કહીને રૂડે પ્રકારે દાવ માંડયા. તે વખતે આ દેવલની અંદર એક તપોધન બ્રહ્મણ હતો. તેને પારવતિજીએ કહ્યું કે હે બ્રાહ્મણ આ દાવ કોણ જીત્યું તે સાંચું બોલ. ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે શિવજી જીત્યાં, પછી બીજો દાવ માંડયો. તે રમતાં પારવતી જીત્યાં. ત્યારે તેમણે પેલા બ્રાહ્મણને કહયું કે આ દાવ કોણ જીત્યું ત્યારે બ્રાહ્મણ બોલ્યો શંકર જીત્યા. ત્યારે પારવતિ જીએ પેલા બ્રાહ્મણને કહ્યુ કે જુઠું બોલેછે માટે જલદી મારા શ્રાપને ગ્રહણ કર તેવું કહી શંકર અને પારવતિ વૈકુંઠપતિ ને મલવા ગયાં પેલો તપોધન પુજારી જુવેછે એટલામાં તેના શરીરે કોડ નીકળ્યા તપોધન મન સાથે વિચાર કરે છે કે આ કોડશીરી તેજસે આથી મને ઘણું દુઃખ થાયછે માટે તેનો શો ઉપાય કરવો એટલામાં એક સ્વરૂપવંતિ અપ્સરા મહાદેવ અને પારવતિની પુજા કરવા દેવલમાં આવી તે અપ્સરાએ બ્રાહ્મણને પુછયું કે તમને આ કોડશીરી

તેથઆ ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે મને પારવતિએ શ્રાપ દીધોછે એમ બીતાં બીતાં કહ્યું પેલી સ્વરૂપવંતિ અપ્સરા બોલીકે બ્રામ્હણ તું ફીકર કરીશ નહી તું સોલ સોમવારનું વ્રત કરજેથી દુઃખ નાશ થસે પછી તે બ્રામ્હણે ઉઠી વિનંતિ કરી કહ્યું જે હેમાતા તે વ્રતની વિધી બરબર કહો હુએ વ્રત કરીશ અપ્સરા કહે તે વ્રતને દહાડે સાયાંકાલ સુદ્ધી ખાવું નહી અને પછી મહાદેવજીની પુજા કરી ધુપ દીપ નૈવધ વિગેરે સોલ પ્રકારના ઉપચાર પડે શંકરને પુજવા પછી લોટ શેર અડધો લઇને તેની ત્રણ બાટીઓ કરવી પછી તેને પકાવીને ભાગી નાખવી પછી તેમાં ઘી ગોળ નોખીને તેનો લાડું કરીને ખાવો પણ મીઠા વગર એટલે મોળુ ખાવું એ પ્રકારે સોળ સોમવારનું વ્રત બરાબર ચલાવવું જયારે સોળ સોમવાર પુરા થાય અને સત્તરમો સોમવાર આવે એટલે લોટ શેર પાંચ લઇ તેની બાટીઓ કરીને તેમાં ઘી ગોળ નાખી ચુંરમું તૈયાર કરવું તે ચુરંમું શંકર ના દેવલમાં લઇ જવુ અને શંકરની પુજા કરી તેમને તેવેલાએ ત્રીજા ભાગનું ચુરંમું નૈવધ માટે મુંકીદેવું બીજો ભાગ દેવલના નોકરોને વહેચી દેવો ને ત્રીજો ભાગ ઘેર લાવીને પોતાના કુંટુંબ સાથે માન આદર સહીત જમવું તે પ્રકારે અપ્સરાએ બ્રામ્હણને કહ્યું એ પ્રમાણે સાંભલી પેલો બ્રામ્હણ આનંદ પુર્વક વરત કરવાને તૈયાર થઓ તેજ દહાડેથી તેણે વરત કરવામાં ડયું વરતની સમાપ્તિ થઈ કે કોડ ગયા અને પ્રથમના જેવું શરીર થયું ત્યાર પછી શંકર અને પારવતિ વૈકુંઠપતિને મલીને તે સ્થલે પાછાં આવ્યાં ત્યારે પેલા બ્રામ્હણને શ્રાપ આપેલો તેજ વખતે પારવતિજીને યાદ આવ્યું

ને ધીમે ધીમે તેના સામું જોયું. તો તેને શરીરે કોડ દીઠા નહી ત્યારે પારવતિજીએ તે બ્રાહ્મણને પુછયું કે તું કોડમાંથી કેવા રીતે નિવારણ થઓ ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે અતિ ઉત્તમ એવું સોળ સોમવારનું વરતમેં કર્યું અને શંકરને સંતુષ્ટ કર્યાં તેમની કૃપાવડે કોડ વિગેરે સર્વ દુઃખથી નિવારણ થઓછું આ વરતની આટલી બધી મોટાઇ સાંભલીને પારવતી ખુંસી થઈ ને બોલ્યાં કે મારે પુત્ર કાર્તિકસ્વામી રીસાઇ ગયાછે. માટે હુ પણ આ વરત કરીશ પછી પારવતિએ ને વરતનો આરંભ કરયો તે પુરૂ થવા આવ્યું કે કારતિકસ્વામીને વિચાર થયો કે માતાજીની સાથે રીસાવું તે ઠીક નહિ એમ વિચારીને કારતીકસ્વામી ઉઠયા અને તેમની માતાજે પારવતિ તેમની પાસે આવ્યા તેમને જોઇને પારવતીને સંતોષ થયો પછી કારતીકસ્વામી પોતાની માતા પ્રત્યે કહેવા લાગ્યા કે મને વનમાં રહેતાં ઘણા દીવસ થયા પણ તમારા વગર મારાથી હમણાં રહેવાયું નહી એવો વિચાર હમણા થઓ કે માતાજીના દરશન કરવા જાઉ એવી મનની અંદર ઇચ્છા થઈ તેનું કારણ સું તેહે માતા કહો પછી પારવતી બોલ્યાં કેહે પવિત્ર પુત્રમેં સોળ સોમવારનું વરત કરૂ તેથી મને મલવાની તારી ઇચ્છા થઇ તે પ્રકારે વરતનો મહીમા સાંભલી કારતીકસ્વામી બોલ્યા કેહે માતાજીઆ વરત હુ પણ કરીશ મારા મનમાં જે ઇચ્છા છે તે હુ સત્વરથી કહું છું મારે મિત્ર એક બ્રમ્હપુત્ર છે તે ઘણા દીવસથી પ્રદેશ ગયેલો છે તેને મલવાની મારા મનમાં ઇચ્છા થઇ છે આવી ઇચ્છાથી કારતીકસ્વામીએ વરતનો આરંભ કરયો કે વરત પુરૂ થતાં તરતજ એક સુંદર વનમાં સહેજ ભાવે

પેલા મુસાફર બ્રાહ્મણને કારતીકસ્વામીએ જોયો બ્રામ્હણ પણ કારતીકસ્વામિને જોઇ આઠે અંગવડે ખુબ પ્રેમથી ભેટ લીધી બ્રામ્હણ મનમાં આશ્ચર્ય પામી કારથીકસ્વામીને બોલ્યો કે હું માર્ગમાં જતો હતો એટલામાં આપણી બન્નેની મુલાકાત થઈ એ મોટી નવાઇ જેવી વાતછે ત્યારે કારતીકસ્વામિ પોતાના મિત્રને કહેવા લાગ્યા કે મેં મોટું વરત કર્યું જેથી તમારી મુલાકાતઓ ચીંન્તાની યઇ બ્રામ્હણ કહેછે કે વરતનો ભારે ચમત્કાર છે ત્યારે તો હુ પણ એ ઉતમ એવું વરત કરીશ મારે પણ લગ્ન કરવાની ઇચ્છા છે માટે મને પણ એ વરતની વીધિ કહો કારતીકસ્વામીએ એ વરતનો પ્રભાવ વિધી પ્રમાણે કહયો તે બ્રામ્હણે તે વિધીપુરવક સાંભલી વરતનો આરંભ કરયો અને પછી બીજે દેશ જવાને નિકલ્યો તે વરત પુરૂ થવા આવ્યું કે તરતજ તેના પ્રાલબ્ધના યોગે એક મોટા નગરમાં જઇ ચડયો ત્યાંનો રાજા ઘણો ધર્માત્મા હતો તેને એક સારી કન્યા હતી તેનો તેણે સ્વયંવર માંડયોને ભારે પણ કરયું હતું તે વખતે દેશ દેશના રાજા મહારાજાઓ એકડા થયા હતા તેમાં બધા બ્રામ્હણો કઓતક જોવાને દોડયા તે રાજાએ એક હાથણી શણગારીને છુટી મુકી હતી તે હાથણીને બરાબર વિધીથી સભામાં લાવવામાં આવી હતી પછી તે હાથણી ફરતી ફરતી પેલો બ્રામ્હણ બેઠેલો હતો ત્યાં આવીને તેના ગળામાં તેવર માલા ઘાલી અને પોતાને માથે બેસાડયો આવો આનંદ આવો આનંદ જોઇ રાજાએ લગ્નનો આરંભ કરવા માંડયો અને તેવરને પોતાને ઘેર તેડયો અને તેની સાથે કુવરીનું લગ્ન રાજાએ આનંદથી કરયું અને વર કન્યા પરણી આનંદે કરી પોતાને ઘેર

આવ્યાં પછી રાજકુંવરી મોટાઈ પામી અને પોતાની હકીકત જાણવા સારૂ એક વખતને સમયે બને જણાં એકાન્તે ઘરમાં બેઠાં હતાં ત્યારે તે રાજકન્યા બોલી હે ઉતમ બ્રામ્હણ તમો માર્ગમાં ફરતા હતા તેવામાં હુ તમોને કેવી રીતે પ્રાપ્ત થઇ ને એ તમારા કર્મના કીયા સારા પ્રતાપ તે કહો બ્રામ્હણ કહેછે કે હે પ્રિયે તું સાંભલ સોળ સોમવારનું વરત કરવાથી તારા જેવી રાજકન્યા મને પ્રાપ્ત થઇ રાજકન્યા આ વાકયં સાંભળી આશ્ચરય પામી ને કહેવા લાગી કે મેં આજે નવું વરત સાંભળ્યું તેનો ચમત્કાર જોવાને તે વરત કરવાને તેણે નીશ્ચય કરયો પોતાના મનમાં પુત્રની ઇચ્છા કરી તે વરતનો તેણે આરંભ કરયો તે વરત પુરૂ થવા આવ્યું કે તરતજ મહાદેવજી એ પુત્રરૂપી વસ્ત્ર તેને આપ્યું અને તે પુત્ર કેવો આપ્યો કે જેનું સોવરસનું આપુંષ્ય બુદ્ધી જ્ઞાન અનુભવી સારો પ્રતાપી અને આદરવડે માતા પિતાની સેવા કરે તેવો જ્ઞાની પુત્ર જોઇ પેલો બ્રામ્હણ સંતુષ્ટ થયો ને કહેવા લાગ્યો કે આ વરતનો મહીમા ઘણોછે તેનું વર્ણન કરતાં પાર આવે તે મનથી પછી તે પુત્ર એક દીવસને સમયે પોતાની માતા પ્રતે કહેવા લાગ્યો કે હુ સરવ ગુણ સંપન એવો તમોને શાથી પ્રાપ્ત થઓ તેહે માતા કહો. ત્યારે તેની માતા બોલી કે હે પુત્ર મેં ઉતમ વરત કરીને મહાદેવજીને પ્રસન્ન કરયા તેથી મારા મનની કામના પુર્ણ થઇ ત્યારે તે પુત્રે માતા પ્રત્યે પ્રણ્ણ કરયો કે હે માતા આ વરત કૃપા કરીને મને કહો હુ પણ તમારા કહેવા પ્રમાણે કરીશ પુત્ર કહેછે કે મારા મનની એવી ઇચ્છા છે કે રાજગાદી ઉપર બેસું અને એવી રીતે કે કઇપણ મહેનત વગર ગાદી ઉપર બેસું પછી પોતાની

માતાને વરતની વિધી પુછી ને તેજ પ્રમાણે વરત કરયું પછી એક મોટું સુંદર શહેર હતું તે શહેરનો રાજા ઘરડો થયો હતો તેને ફકત એક કન્યા રત્ન હતું તેને માટે વિચાર કરીને આ બ્રાહ્મણને પરણાવવાનો વિચાર કરયો તે વખતે વિધી પ્રમાણે તેનો સ્વયંવર કરયો ને બ્રામ્હણને તે કન્યા આપી અને તેના માં સારાગુણ જોઇ પેલા રાજાએ તે ગાદ્દી ઉપર તે બ્રામ્હણને બેસાડયો અને તે બ્રામ્હણ રાજ કરવા લાગ્યો તે વરત કરવાથી જે ઇચ્છા હતી તે પરીપુર્ણ થયું એવામાં સત્તરમો સોમવાર આવ્યો ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહાવિ મોકલ્યું કે પાંચસેર લોટ લઇ તેની બાટીઓ કરીને ઘી ગોલ નાખી ચુંરમું કરને જલદીથી દેવાલયમાં મોકલી દેજો પેલી સ્ત્રીએ તે વાત સાંભલીને વિચારયું કે મોટા રાજા થઇને દેવલમાં આટલું ચુંરમું મોકલવાનો વિચાર કરયો એ માંતેશી મોટાઇ વધે એમ વિચાર કરીતે કન્યાએ એક થાલમાં પાંચસો રૂપીઆની સોના મોહોર ભરી ને દેવલમાં મોકલ્યા તેથી તરતતે વરતનો ભંગ થયો અને મહાદેવજીકો પાય માન થયા મહાદેવજીએ રાજાને કહયુ જે તારી સ્ત્રીએ વરતનો ભંગ કરયો માટે રાજનો નાશ થસે ને તેને પણ તેનો બદલો મલસે તું તે સ્ત્રીને ઘરમાં રાખીસ તો સરવેનો નાશ થસે હવે જો તારે રાજ્યનું રક્ષણ કરવું હોયતો તે સ્રીને રાખીસ નહી ત્યારે પ્રધાન બોલ્યો કે તે સ્ત્રીના પિતાશ્રીનું રાજ્યછે તેને કાઢી મુકવાથી નિંન્દાને પાત્ર થઇએ ત્યારે મહાદેવજીએ પ્રધાનને કહયું કે તું પણ પાપી થઇસ અને રાજ્ય પણ નક્કી નાશ થસે પછી રાજા અને પ્રધાને વિચાર કરીને તે કન્યાને કહાડી મુંકી તેથી તે રાજકન્યા બહુ દુઃખ પામી

અને મનમાં બહુજ ચીંન્તાતુર થઇ ઉઘાડે પગે ઘણેક મારગે ચાલી નીકલી ત્યા તેણે એક સુંદર નગર જોયું તે નગરમાં તે સ્ત્રી ગઇને એક ડોસીને ઘેર ગઇ તે રાજ કુવરી રહી પેલી ડોસી કહે કે હે બાઈતું સાંભલ એક કામ હુ તને કહુ છું આ સુતરની આટીઓ છે તે તું વેચી આવ હુ તને કઇક દામ આપીશ ત્યારે રાજકલ્યા કહે કે બહુ સારૂ એમ કહીને સુતરની આટીઓ વેચવાને ચાલી તે આટીઓ બાંધીને મસ્તક ઉપર મુકી હતી તેવામાં ઓ ચીન્તો ભારે પવનનો ઝપાટો આવ્યો તેથી સુતરની આટીઓ ઉડી ગઈ ને તે ઠાલી માલી પાછી ડોસી પાસે આવી ઘેર આવી ને કહેવા લાગી કે હે માતા બધી આટીઓ પવથી ઉડી ગઇ ત્યારે ડોસી બોલી કે તું જલદી અહીથી જા ત્યાંથી રાણી ચાલી તે એક ઘાંચીને ઘેર ગઇ પરંતુ ભાવિ કોઈથી મીથ્યા થતું જનથી તેની કથા કહું છું તે સાવધાન થઈને સાંભલો પેલા ઘાંચીએ તેલના ચાર ઘડા ભરીને મુકયા હતા તે રાજકન્યાની નજર પડતાં ખાલી થઈ ગયા ને બધું તેલ ઉડી ગયું પછી ઘાંચી બોલ્યો કેહે બાઇ તું કૃપા કરીને અહીથી જલદીજા મને એમ લાગે છે કે તું અહી રહીસતો હમો ભીખારી થઇ જસું કેવી રીતે તેલ ઉડી ગયુ તે જાણીને ઘાંચી મનતાં આશ્ચરય પામ્યો ને કહેવા લાગ્યોકે આ બાઇની આવવાથી તેલ અદ્રષ્ટ થઇ ગયું પેલા ઘાંચીએ તેને ફલીઆ બહાર કાઢી ત્યારે તે બાઇ નદી કીનારા ઉપર ગઇ તેના પાપયોગે બધી નદી સુંકાઇ ગઇ પછી તે બાઇ વનમાં ગઇ ત્યારે ઓ ચિન્તું એક સરોવર દીઠું તે નિરમલ જલથી ભરપુર હતું તે વખતે તે રાજકુવરી તે સરોવર ઉપર ગઇ તે સરોવરના પાણી ઉપર તેની નજર પડતાં સરોવરમાં

બધા કીડા પડી ગયા તેવામાં આજુંબાજુંના ગોવાલીયાઓએ ગાયો ને પાણી પીવાને ત્યાં આણી હુતિ પછી તે ગોવાલીયાઓએ તે પાણી પીવાને હાથમાં લીધું ત્યારે એ ચીન્તા તે જલમાં કીડા તેમની નજરે પડયા તેથી તે પાણી તેમણે ફેંકી દીધું તે પછી તે વન એક સાધું રહેતો હતો તે પાણી લેવાન તે સરોવર ઉપર આવ્યો તેણે રાજકુંવરીને એકલી જોઇને પોતાના આશ્રમમાં લઇ ગયો તેની સાથે સાધું બોલ્યો હે કુંવરી તુ મારી દીકરી છે તારે અન્ન વસ્ત્રનીં કંઈ ખોટ નથી માટે તું અહીંઆં નીરાંતે રહે પછી તે કુંવરી ત્યાં રહીને ઘરનું કામકાજ કરવા લાગી એ બાઇએ નાના પ્રકારનાં દુઃખ ભોગવ્યાં તે વરત ભંગ થવાના જઉપાયછે અન્ન અને પાણીને જયારે તે બાઈ હાથ લગાડતી હતી ત્યારે તેમાં તરત કીડા થઈ જતા હતા તે જોઇને સાધુ પોતાના મનમાં આશ્ચરય પામ્યો અને તેનો ઉપાયશો કરવો તેના ઉપર કયા દેવતાનો શ્રાપછે તે જોવાને તેણે અનુષ્ટાન માંડયું તેથી તે સાધુને મહાદેવજી પ્રસન્ન થયા અને કહયુ કે હે સાધું તારા મનમાં જે કઇ ઈચ્છા હોય તે માગ્ય પછી તે સાધું મહાદેવજીને પ્રણામ કરીને બોલ્યો કે હે સ્વામી કૃપા કરીને કહોકે આ રાજકુંવરી ઉપરશો દોશ આવ્યોછે પછી મહાદેવજીએ કહયુ કે તે બાઇએ સોમવારના વરતનો ભંગ કરયોછે એ દોષવડે કરીને તેની આવી દશા થઈ ત્યારે સાધુએ કહયું કે હે ઉમાપતિ તમો દયાલું થઇને એ દોષનો નાશ થાય તેવો ઉપાય કહો અને તેને પુરવે હુતિ તેવી કરો પછી મહાદેવજી કહેવા લાગ્યા કે સોલ સોમવારનું વરત કરવાથી તેનું પાપ બલી જસે અને નિરદોશ થઇને પોતાના સ્વામીને મલસે એવું કહીને

મહાદેવજી અંતર ધ્યાન થઈ ગયા ત્યાર પછી તે બાઇ સોલ સોમવારનું વરત કરવા લાગી ત્યારે તેના સ્વામીને ઘણેક દહાડે યાદ આવ્યું કે મારી સ્ત્રીની વનમાં સુદ શાહસે તેની શોધ કરાવું પછી તેણે દેશો દેશનો કરો મોકલ્યા તેઓ ચાલતાં ચાલતાં વનમાં આવ્યા અને રાજકન્યા તેમણે ઓલખી અને તે સાધુ પાસે માગણી કરવા લાગ્યા પરંતુ તે સાધુ કઇ પણ બેલ્યો નહી પછી તેનો કરો એ રાજા પાસે આવીને હકીકત કહી તેથી રાજાને ઘણો હર્ષ થયો પછી રાજા અને પ્રધાન બન્નેજણા ત્યાંથી વનમાં જવાને ચાલી નીકલ્યા અને મોટા સમારંભથી સાધુ પાસે આવ્યા પછી સાધુને રાજાએ સાષ્ટાંગ નમસ્કાર કરયો અને એક બીજાને આઠો અંગવડે મલી રાજાએ સાધુને પ્રસન્ન કરયો સાધુ રાજા પ્રત્યે કહેવા લાગ્યો કે હમારી કન્યાને હમો એ પીયરમાં પાળી હવે તમો પાળો એમ કહીને તે સાધુએ તે કન્યા રાજાના હાથમાં આપી તેવે લાએ રાજાએ ઉઠી સાધુને પ્રણામ કરયા પછી તે સ્ત્રીને પાલખીમાં બેસાડી અને પોતે ઘોડા ઉપર બેસીને મંડલ સાથે વાજતાં ગાજતાં પોતાના નગરમાં આવ્યો અને મોટો ઉત્સાહ કરયો અને બ્રાહ્મણોને દાન દક્ષણાઓ આપીને સંતુષ્ટ કર્યા રાજા રાણી બન્ને આનંદ કરવા લાગ્યાં સરવે પ્રજા પણ આનંદ પામી આકથાનો મહીમા અગાધછે તેનું વર્ણન થઇ સકેતે મનથી આવું ઉત્તમ વરત જે માણસ કરે છે તેના ઉપર મહાદેવજી દયાલું થઇને એક ક્ષણવાર માં ગમે તેવા દોશ દાલીદ્ર સંકટમાંથી નીવારણ કરી સુખને સુખ શાંતિ આપેછે તેમા જરાપણ સંક્ષપ નથી અને જે કોઈ પોતાના મનમ આશા રાખીને આવરત પુર્ણ કરશે તેનો મનોરથ

શંકરની કૃપાવડે કરીને પુર્ણ થસે એ સત્ય છે ધન પુત્ર કન્યા વિગેરે જે કઇ ઇચ્છા હોય તે આ વરત વડે કરીને પ્રાપ્ત થાય છે. અને આ સોલ સોમવાર ની કથા સાંભલવાથી ઉમાપતિ કૈલાસનાવાસી જે મહાદેવજી તે પ્રસન્ન થાય છે વ્યાસરૂષિ કહેછે કે આ કથા જુનીછે કલ્પીત નથી તે નક્કી જાણવું ઇતિ શ્રી સોલ સોમવાર વરત સમાપ્ત.

---

ઠેકાણું-માંડવી કાથા બજાર રામ મંદીરમાં વૈદ્ય કુબેરદાસ દામોદરનું પ્રતાપી લોશન મુંબઇ.


# જાહેર ખબર.

દરાજ, ઘાઘર, ગજકર્ણ, ખરજવું, ખુજલી, ખસ, કીડ, કવચ એ દરદના જંતુઓ આ દવા વાપરવાથી તરત મરણ પામી દરદ ના મુકનું મટી જાયછે કપડાં વિગેરેને ડાઘ પડવાની જરાપણ ધાસ્તી નથી એક વખત વાપરવાની હમારા ગ્રાહકોને વિનંતીછે.

વૈદ્ય—કે. ડી.

( સુકલનો ખાસ દાદરનો મલમ. )

દાદર નવી અથવા જુની હોય ચામડી સુજા ગઇ હોય ખં બહુ આવતિ હોય તો પણ આ મલમ સોવીસ દરાજનો સમુલો નાશ કરેછે તે સીવાય

દેવેંદ્રબામ દંત મંજન ખાંસીની ગોળીઓ જુલાબની ગોળીઓ તથા ચુર્ણો કીફાયત ભાવે તૈયાર મળેછે સામટી લેનારને કમીશન મલસે.

## આ પુસ્તક મલવાનું ઠેકાણું.

મુંબઇ-નલબજાર કુંભારવાડા પહેલી ગલી ભંડાર સ્ત્રીટ રામચંદ્રજીના મંદીરમાં પ્રસીદ્ધકર્તા પાસેથી મલસે.

## બીજુ ઠેકાણું.

મુંબઈ—માંડવી કાથા બજાર રામચંદ્રજીના મંદીરમાં મહારાજ કુબેરજી દામોદર પાસેથી મલસે.

## શ્લોક.

સંતોષ પરમો લાભો સત્સંગ્ પરમંધનમ,
વિચારંપરમજ્ઞાનં શાન્તીચ પરમં સુખમ્.

માં ગ..
સુખ શાં- ~.
પોતાના • નમ આશા